# ઝળકતી નેકી.



ગમ્મત સાથે જ્ઞાનને સત્ય નિતીની સુગંધ

પ્રસરાવતી કાવ્ય કૃતી.

રચી છપાવી પ્રસીદ્ધ કરનાર

**નુરમોહમદ મીઠા મુળસ,**

મુ. લાખાણી-બીસાણ કાઠીઆવાડ.



પ્રથમ આવૃત્તી — સને ૧૯૩૧

પ્રત ૧૦૦૦ — સંવત ૧૯૮૭

કીમત એક આનો

# ઝળકતી નેકી.



રાસ

આજ રસીયો ચાલ્યો છે રાસ મંડળ રમવા—એ રાગ

અહો ! પૈસાની આજ, બલીહારી જગે;
બલી હારી જગે જોઇ, લાલચ લગે. અહો !

સાખી

પૈસો જગનો દેવછે, પૈસો જગનો પીર;
પૈસાને ચાહે બધા, રાજા રંક ફકીર.
દેખી ચમક—નંદન, મારૂં મનડું ડગે અહો !

સાખી

હોય કને જો દોકડા, દમડા ડાપણ દાર;
થાય સલામો સામટી, ખમાં ખમાં પડકાર.
લાખ આવીને રાંક, મારી પાસે રગે. અહો !

સાખી

જો હોય રૂપઆ હાથમાં, તો બાંધું મોટી પાઘ;
નોકર ચાકર સાથમાં, ફરૂં બગીચા બાગ.
મુખ મારૂં મોવાલી, ઓર જ્યોતે ઝગે. અહો !

સાખી

હોય વસુજો ગાંઠમાં, પુંઠે ફરસે લોક;

કને નહીંજો દોકડા, સામું જોશે કોક.
વા,વા, "રોનક" રૂપૈઆ, તારી લાલચ લગે. અહો!

સાખી.

નૂરમામદ,, નિરખી કહે, ઓ! પૈસા મારા બાપ;
આવ કદીજો આંગણે, ટળે સકલ સંતાપ.
ત્હારૂં દેખીને તેજ, ચિત મારૂં ચગે. અહો!

## ખીશાની બીમારી.

ભુજંગી છંદ

હકીમો અને ડૉકટરો આંહી આવો,
બુરી આ બીમારી થકી કો, બચાવો;
ગયોછું હવે હારા હું હામ હારી,
બુરામાં બુરી છે ખીશાની બીમારી.

નથી દર્દ આ-આની-દવા કોઈ દેતું,
નથી દુઃખ મ્હારૂં અરે કોઈ લેતું;
બની જીંદગી હાય! મારી અકારી!
બુરામાં બુરી છે ખીશાની બીમારી.

અકરમી,, કહે છે ભલાં માત પિતા,
અરે! રે, બધાં દામનાં ગુણ ગાતાં;
પજાવે અતિ જે! ભલી પ્રાણ પ્યારી,
બુરામાં બુરી છે ખીશાની બીમારી.

ભણેલો ગણેલો છતાં દુઃખ વેઠું,
અહા! કર્મનું ત્રાજવું હાથ બેઠું;
કહે છે મને મુર્ખ તો, સ્નેહકારી,
બુરામાં બુરી છે ખીશાની બીમારી.

મળે છે મનીવે વીરા માન ઝાઝું,
વિના દોકડે અંતરે ખુબ દાઝું;
વિના. દોકડે જીંદગી. છે અકારી,
બુરામાં બુરી છે ખીસાની બીમારી.

વસુ વિણ વંઠેલ સહુ લોક બોલે,
વસુ હોય તો કોય મ્હારી ન તોલે;
અહા! હા. અજબ જગતની રાહ ન્યારી,
બુરામાં બુરી છે ખીસાની બીમારી.

રૂપૈઆ તણાં આજ પોકાર થાતા,
અહા! સર્વ કલદારના ગુણ ગાતા;
કલીમાં થયો છે મની લાભકારી,
બુરામાં બુરી છે ખીશાની બીમારી.

જુવો વહેંચતા દીકરી દામ કાજે,
પડે દુખમાં ના છતાં દીલ દાઝે;
બનીને પીતા માત જાલીમ ભારી,
બુરામાં બુરી છે ખીશાની બીમારી.

બુરા કામએ દામથી ખુબ થાતાં,
અરે રે! નથી લેખણે આ લખાતા;

ઉરે નૂરમામંદ ને આગ જારી,
બુરામાં બુરી છે ખીશાની બીમારી,

---

પૈસો જગનો દેવ છે, પૈસો જગનો પીર;
પૈસાને ચાહે બધા, રાજા રંક ફકીર !

---

## માંકડને વિનંતી

### તોટક છંદની ચાલ.

એ માંકડ બંધુ શું ? આવ્યા ?
સાથે લશ્કર આ શું ? લાવ્યા ?
હું દૂર આપથી ભાગું છું,
ના, રાત લડાઈ માગું છું.
શુરા છે સૈનિકો ત્હારા,
તે મ્હોત થકીના ડરનારા;
હું પાય આપને લાગું છું,
ના, રાત લડાઇ માગું છું.
દશ મારૂં ત્યાં પંદર આવે,
પંદરમાં પોણો સો થાવે;
બળ બુદ્ધિ મ્હારી ત્યાગું છું,
ના રાત લડાઈ માગું છું.
રે ચટકે ચટકે, ચિત હરે,

મન મારૂં આ, ભયભિત ફરે,
હું બળીઆથી બહુ ભાગુ છું.

ના રાત લડાઇ માગું છું,
જ્યાં આશા રાખું ઉંઘ તણી;
ત્યાં પહોંચ્યા હોય પલંગ ધણી,
રે! ચટકામાં ચિત જાગું છું.

ના રાત લડાઇ માગું છું,
બસ અલ્લાહને પોકાર કરૂં;
હું પડખાં આમજ તેમ ફરૂં,
બેચેનીમાં દીલ દાગું છું.

ના રાત લડાઇ માગું છું,
હથીઆર વિના લડતા ભારી;
હું મસ્ત ઉઠયો છું પોકારી,
હા ઉંઘ આજની ત્યાગું છું.

ના રાત લડાઇ માગું છું,
શું રાત તણું લાઇસન લીધું;
દુખ નૂરમામંદને બહુ દીધું,
હું ભડકી તમથી ભાગું છું.
ના રાત લડાઇ માગું છું.

---

# શીર કુટવા

રાગ-સોરઠી ગઝલ (હરીગીતમાં પણ ગવાસે.

જગદીશને જપસે નહીં, તો લાગશે શીર કુટવા;
અહંકારને તજસે નહીં, તો માગશે-શીર કુટવા.

જુલ્મો કર્યા જાલીમ તેં, આલીમને લેખ્યો નહીં;
તાલીમ જઇ"યમ"આપશે,તઇ લાગશે-શીર કુટવા.

પરમાર્થને પાળ્યો નહીં, બાળ્યો ધુરંધર ધર્મને;
પણ કર્મને સંભાળશે, તઇ લાગશે-શીર કુટવા.

ચોરી વ્યભિચારી અને, ચંડાલતા પુરી કરી;
કમબખ્ત પડશે કેદમાં, તઇ લાગશે-શીર કુટવા.

માથે ચડાવી દીકરા, તેં દીપડા જેવા કર્યા;
થાશે અકરમી આકરા, તઇ લાગશે શીર કુટવા.

ખોટી બડાઇને ગ્રહી, કરજો કરી કારજ કર્યું;
કેપો થશે જઇ કોર્ટમાં, તઇ લાગશે-શીર કુટવા.

વામા વ્યભિચારી હતી, શાણી શિયળવંતી ગણી;
પણ ભુખ દેસે ભામિની, તઇ લાગશે-શીર કુટવા.

માંડી હરખમાં હાટડી, ઉધારના, ના-આંક છે;
ના પાઇ જ્યારે આવશે, તઇ લાગશે-શીર કુટવા.

રમવા જુગારી સાથ જાઇ, ભઇ દામને જીતે ઘણાં;
પણ હારશે કલદાર જાઇ, તઇ લાગશે-શીર કુટવા.

દુભવ્યા ઘણાંએ રંકને, ના રે'મ હૃદયામાં ધરી;
પણ રંક જેવો તું થશે, તઇ લાગશે-શીર કુટવા.

અધિકારમાં અંધો બની, અહંકારને આધીન છે;
આત્મ રૂપે નહી સમજતાં, તઇ લાગશે-શીર કુટવા.

આ વાત નુરમામદ તણી, તું ધ્યાનમાં લેજે ધરી;
મન મુર્ખ તું નહીં માનશે, તઇ લાગશે-શીર કુટવા.

---

## તે પણ ગદ્ધો મોટો

૧ દોહરો

ખાવા નહીં ટંક એકનું, રાખે જબરો કોટો;
વિચાર ના મનમાં કરે, તે પણ ગદ્ધો મોટો.

૨

માને ના મા બાપનું, રસ્તો પકડે ખોટો,
પસ્તાવો પાછળ કરે, તે પણ ગદ્ધો મોટો.

૩

હીસાબ ના હૈયા વિષે, નામું રાખે ગોટો;
દેવા સમે ફુતવા કરે, તે પણ ગદ્ધો મોટો.

૪

વછોડતાં ના આવડે, જઇ ઉપાડે જોટો,
સુલટાંનું ઉલટું કરે, તે પણ ગદ્ધો મોટો.

૫

વ્યસન છે બીડી તણું, જ્યાં ત્યાં નાખે ઓટો;
અપમાન થાતાં ઝઘડા કરે, તે પણ ગદ્ધો મોટો.

૬

સરખું રે'તાં ન આવડે, જઇ પડાવે ફોટો,
આંખુ વિચિટ ઉભો રહે, તે પણ ગદ્ધો મોટો.

૭

અક્ષર એક ન આવડે, લીએ કલમને બોટો;
આખડી આગળ લખવા બેસે, તે પણ ગદ્ધો મોટો.

૮

ગામમાં કોઇ ના ઓળખે, પરગામે થાય મોટો,
બેઠાં બેઠાં કરે બડાઇ, તે પણ ગદ્ધો મોટો;

૯

પરગામે જમીઆવીને, ઘરે ન આપે રોટો.
આવે કોઇ તો કરે સડેલો, તે પણ ગદ્ધો મોટો.

ગુ. મી. મુળસ.

## કવિત.

ભણુતર ને ઘાટ ઘાટ, બેસા કરી ઠાઠ માઠ;
પઢો રૂડા પાઠ પાઠ, જો જ્ઞાન આવે.
ફેરો ધારી ભાઇ ધ્યાન, રાખો એક શુદ્ધ સાન;
ભલા અહો સત્ય જ્ઞાન, નહીં ખોટ જાવે,
ભણી ગણી બનો ભક્ત, સત્ય સીખ આપો જગત;
ધર્મ કાજ રેડો રક્ત, ધન્યતા કહાવે;
કરી નેક નાજ સૂર, ઝળકાવો સત્ય "નૂર".
ભરો જ્ઞાન ભરપુર, જગત ગુણ ગાવે,
કહો "નૂર" નેક ગોત, નિતીની જગાવ જ્યોત;
તેમ છતાં આવે મોત, ઈજ્જત આ જાવે,



## વ્હાલું બાળક.

### સવૈયા એકત્રીસા.

જેના ઘરમાં બાળક ના છે, રમકડાં લઈ રમતું હાથ;
ધુઘવાટી જે કરતું ધુમે, એવું દે, જે જગના તાત.
મનહર બબલું નહીં જે ઘરમાં, ત્હેનો શું હું જાણું તોલ?
હરતું, ફરતું, રમતું, પોતે, મીઠાં મીઠાં બોલી બોલ.
મોટા ને મન એહ રમકડું, કાલી કાલી કરતું વાત;
મારે ડગલીયું ભૂપર નાચે, જે'ને અદકી વ્હાલી માત.

શુંદર લાગે શિશુ નાનું, ફરતું આંટા ચોરસ ગોલ;
હરતું, ફરતું, રમતું પોતે મીઠાં મીઠાં બોલી બોલ.
કાકા મામા કહીને બોલે, ભૂ કહી માગે પાણી જેમ;
ના પાડો તો રોવા લાગે, ઉહું કારામાં અદકું એમ.
બીલાડીને બાથ ભીડે જઇ, કુત્તો દેખી કરે કલોલ;
હરતું, ફરતું, રમતું, પોતે, મીઠા મીઠા બોલી બોલ.
મધુર પારણે જઇને ઝુલે, હાલરડામાં અદકુ હેત;
ઘડીકમાંતો હેઠે આવી, મધુર મેનાં કરમાં લેત.
ડર નહીં જેના દિલમાં કંઇએ,સિંહ સરપ ને આપે કોલ;
હરતું, ફરતું, રમતું, પોતે મીઠાં મીઠાં બોલી બોલ.
રાજાથી તે રાંક સુધી હે, જગદીશ દેજે સહુને બાલ;
જેના ઘરમાં બાળક ના છે, ત્હેના તો દેખું શું હાલ?
નૂરમાસંદ નાનકડું દેખી, તનમાં થાતો ડોલમ ડોલ;
હરતું, ફરતું, રમતું, પોતે મીઠા મીઠા બોલી બોલ.

---

## ગઝલ.

અરે કો આહીં આવોને, શિયલ મ્હારૂ બચાવો ને
સતિ પોકાર સુણીનો શિયલ ભંગ ના——થવા દેશું
લડાઇ સત્યની લડવા, અરીની સાથ. આખડવા
ભલે તલવાર કે ભાલે, બદન ઘાયલ——થવા દેશું
ઝરે જ્યાં બોધનાં ઝરણાં, બનીશું ત્યાં અમે તરણાં.

પિવાડીનેજ પિવામાં, ઉમર સારી——જવા દૈશું
ધરમનું ધામ ચણવું છે, કુહોવન ખુબ ગણવું છે
કરેલી એકઠી મિલકત, સફા સર્વે——થવા દેશું
કદાપિ ઘર મહીં ખાવા, મળે નાં તો થશું બાવા
ભિખારી આગણે આવ્યો, નહીં ખાલી——જવા દેશું
કૃપાળુ માત પિતાજી, સદાએ રાખશું રાજી
બનીને બે વફા પાજી, કરાજી ના——થવા દેશું
પ્રણય જન પાસ આવીને, તપાસે દીલ તાવીને
જીગરને પ્રેમના જોરે, નિરાશા ના——થવા દેશું
વચન આપ્યું અમે જેને, કદાપિ શીર માગે ને,
ખુશીથી આપીએ સ્હેને, વચન ભંગ ના——થવા
અમારા ધર્મના માટે, લડીશું શીર ના સાટે
કરી યાહોમ લડવામાં, ન પગ પાછો——થવા દેશું
ધરીને નેકની નઉકા, કરીને નેકના ટહુકા.
નુરસવી શીર આ સારૂ, નિતી માટે——જવા દેશું

---

## નેકની ટેક

પહાડો પંડ પર પડસે હ્રદય તે, સાથ આખડસે
તથાપિ મ્હોતજો મળસે તજાવીશું—ન—નેકીને

ઝરરતી આગમાં પડશું અતિ આનંદથી બળશું
કિચ્ચડ કાદવ મહીં શડશું સરાવિશું—ન—નેકીને
ભલે જંગલ ભયંકારે ખફા ખંજર તણી ધારે
અમોલી કાર્ય સંહારે વિસારીશું—ન—નેકીને
અગર ભોંકે બદન ખીલા છતાં પણ ના થશું ઢીલા
ગજવશું નેકીની લીલી જવા દેશું—ન—નેકીને
પધારી નેકીઓ બંકો મળીને સામટા અંકો
બજાવી દેશ માં ડંકો ગજાવીશુંજ ———નેકીને
કીતાબો નેકની છાપી પ્રલય કરશું બધા પાપી
નીતીના નામની જાપી જગાડીશુંજ———નેકીને
ગ્રહી તલવાર નેકીની અનિતી સાથ ના લડશું
કરી કટકા સનિતી ના આરાધીશુંજ———નેકીને

---

વસ્ત્રો બદન કાળાં ધરી ફરસું નહીં લેવા નફા
પણ સોગ ધારીને અનિતી રાહને કરસું સફા
દુનિયા દિવાનો છો કહે છોને કહે બસ બે વફા
પણ ટેક લીધી છે ખરી નૂરમામદ થઇને ખફા

---

## રાસ ચાહની–રાગ ઉપરનો

ચાહ ચિતહર આવીને ચિત લીધું હરી
ચત લીધું હરી વિત ખોયુ વળી; ચાહ

સાખી.

ચાહ તણા કુ. ચક્કરે! ચડીઆ ઝાઝા લોક,
કાગા ક્રમતાકાત થઇ ટળ્યા દમડા થોક;

હરી લીધી મરદાઇ ચાહે જાદુ કરી. ચાહ.

સાખી.

ચાહ ચુડેલ આવીને ભરખ્યા આખા દેશ,
બાલક ને બુઢાપીએ કરે યુવાનો ટેશ !
ગયું ચેતન બદન "ગયા ટાંગા ફરી." ચાહ.

સાખી.

હોટલ શહેરજ ગામડે હોટલ જંગલ માંય,
હોટલ ચાલુ ટ્રેનમાં હોટલ ઘરની માંય;
જ્યાં નાખો નજર ત્યાં હોટલ ઠરી. ચાહ.
હાય હિંદમાં આવીને ચાહે કરીઓ કોપ,
ભ્રષ્ટ ભાવના થઇ જતા થયો ધર્મનો લોપ;
ચાહ ચુડેલે વાહ જોયા જેવા કરી, ચાહ.

સાખી.

કાન્તિ ગઇ આ કાયની ગયું સત્યનું શૂર;
લોહી તણું પાણી કર્યું ગયું મનોહર નૂર
તારી ગરમીથી દેહ વિણુ કાષ્ટ જરી, ચાહ

---

## જો ઘંટ હાજરીનો વાગ્યો

### ત્રોટક છંદની ચાલ.

આપ મુંઢ હજુ તું કાં સુતો,
જો આવી ઉભા છે દૂતો.
કિરતારે આજ તને માગ્યો;

જો ઘંટ હાજરીનો વાગ્યો.
સૌ આયુષ્ય નિંદ મહીં ખોયું,
ના પાછું વાળી તો જોયું;
ના પાપ થકી રજ તું ભાગ્યો;
જો ઘંટ હાજરી નો વાગ્યો.
તેં, બાંધ્યા પાપ તણા ભારા
નહીં જાણજે કોઇ હવે આરા;
વાલીદને પાપ નહીં લાગ્યો.
જો "ઘંટ" હાજરીનો વાગ્યો,
જનમીને આ જગમાં ભટકયો;
કરતાં દુષ્કૃત્ય નહીં અટકયો.
અય મુંઢ આજ તક ના જાગ્યો,
જો "ઘંટ" હાજરીનો વાગ્યો;
ના આશીષનું પય તેં, પીધુ
દુઃખ માત પિતાને બહુ દીધું,
ના દીલ મહીં રજ તું, દાગ્યો.
જો ઘંટ હાજરીનો વાગ્યો;
ઘર નાર હતી મનહર મેના,
પણ ચેન પડે તુજને રતિના.
પરનાર તણા ઘરમાં ભાગ્યો.
જો ઘંટ હાજરી નો વાગ્યો

મુકી મંદીરને મસ્જીદો;
તેં દારૂને પ્યાલો પીધો.
માલીકને જાણુ છતાં ત્યાગ્યો,
જો ઘંટ હાજરીનો વાગ્યો;
હીસાબ હવે ત્હારો લેશે.
તું બોલ હવે વ્હાં શું કહેશે?
નૂર મામંદનો મન ના માગ્યો,
જો ઘંટ હાજરીનો વાગ્યો!

---

## એક પરદેશ જતા યુવકનો પશ્ચાતાપ

પ્યારૂં વતન છોડી અને હું, ચાલીઓ પરદેશમાં,
સંપત તજી સઘળી અહીં હું, ચાલીઓ પરદેશમાં;
મુકી સગાં વ્હાલાં બધાં કે; શહેરના સહુ સ્નેહીઓ.
પ્યારી તજી પસ્તાવતાં હું, ચાલીઓ પરદેશમાં,
એ પારકારે દેશની છે, પારકે આબો હવા;
સો પ્રેમ પિંજરમાં પુરી, હું ચાલીઓ પરદેશમાં.
પૈસો કમાવા સુખ પાવા, દુખ જાવા દીનના,
સ્નેહી સકલ સુ છોડીને હું, ચાલીઓ પરદેશમાં;
રે! રે! નિસાસો નીકળે છે, જીગરથી જરતો જબર.
પણ દઇ દિલાસો દિલને હું, ચાલીઓ પરદેશમાં,
ભલાપણાની પ્રિતરે, જ્યાં ત્યાં હતી છોડી સકલ;
ઝારૂ ઝરતી જીગરમાં હું, ચાલીઓ પરદેશમાં.

પાપી જીગર આવું હસે કે, પેટને પાપી કહું,
બસ પેટ કાજે વેઠ કરવા ચાલીઓ પરદેશમા;

*　　*　　*　　*

બસ ત્હેવી રીતે એકદી જાવું પ્રભુ પરદેશમાં,
પાછું આવાશે ના નહી, ના પાઇ સાથે આવશે.
ધર ધર્મ કર સત કર્મ જો તો કંઇ તને મળશે અમી.
નહીંતર કહે નૂર જાસતું આ જગતથી ભટકી ભમી,

---

